તજી સ્વર્ગ સુખ (૨) નહિં પડું નર્કને ધામ—હું જાઉં
ગણું વેદ વાકય (૨) પીતૃ વચન આપના સર્વ,
નિચ જહાં વાણી ત્યાં નિશદિન ત્યાગી ગર્વ,
કરી પીતૃઘાત (૨) નહિં કરૂં કલંકીત નામ—હું જાઉં.
નહિં લેશ માત્ર (૨) હું ગણું આપનો દોષ,
દોષ ગણું તકદીરનો નહી કરૂં વ્યર્થ અફ્શોસ
લો રહો સુખી (૨) હું દુઃખીયો છોડું ગામ—હું જાઉં.

**સીયાજી**—નીચ પાપી નીમકહરામ તારૂ પ્રપંચી ભાષણ સાંભળવાને હું જરા પણ ઉત્સુક નથી, લંપટ તારા કાળા મુખનું દર્શન વધારે વખત ના બતાવ. મારા ક્રોધની હદ ભરાઇ ગઇ છે, તો પરિણામ સારૂં આવવા સંભવ નથી માટે જલ્દી ચાલ્યો જા.

**હલામણ**—પીતાશ્રી ! આપના હુકમનો અનાદર નહી કરતાં આ શહેરનું પાણી હરામ કરી જાઉં છું પરંતુ 'સત્ય મેવ જયતિ' આખર સત્યનો જય.

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ-રસ્તો.

### પાત્ર—હલામણ, દાસી વીગેરે.

---

**હલામણ**—અહાહા ! પીતાજીની મતીમાં અનીતિએ પ્રવેશ કર્યો કે રતી જેવી સતી છોડી તેનો પતી વિદેશ જવા ગતિ ધરાવે છે. અહાહા મારી પવિત્ર ધુમલી તારો નીર્ભાગ્ય રાજકુમાર

રંક સ્થીતિમાં તને છેવટ પ્રણામ કરે છે. મારા હજારો દોષને ક્ષમા કરી મહારા પ્રાણથી વિશેષ વહાલી પ્રેમદાનું રક્ષણ કરજે.

**હલામણ**—(નાગનકે બચે નાગ હુસે પ્યાર નહિ કરના—એ રાગ)

વિદેશ વાટ જાઉં છું આવાર ઘુમલી;
પીડે વિયોગ તાહરો અપાર ઘુમલી...ટેક.
છું દુષ્ટ હીત મુજથી નથી બન્યું;
કરૂં છું ભૂમિ ત્યાગ લઇ ધિક્કાર ઘુમલી–વિદેશ૦
પ્રાણ પ્યારી મારી સોન સોંપું છું તુને
તું રાખજે હૈયાનો હાર ઘુમલી– વિદેશ૦
અપાર દોષ માહારા ન દીલ ધારજો
કરૂં છું વારંવાર નમસ્કાર ઘુમલી– વિદેશ૦

અરે સદ્દભાગી સોન! પણ આ વખતે દુરભાગી દારાને ખબર ક્યાંથી મળશે કે તારો હીણભાગી પતી તારા જેવી શુદ્ધ સતીને સદાને માટે છોડી વિદેશ જાય છે, નથી પશુ પક્ષી કે તેને મારા સમાચાર કહું. અત્યારે વૃક્ષપરના પક્ષીઓ પણ આનંદ વૃત્તિથી સુખ લીયે છે એવે વખતે આ હીણભાગી રાજકુમાર દુખ દશાને પ્રાપ્ત છે. ( સામે જોઇને ) અરે પણ આ સામેથી લક્ષ્મી જેવું કોણ આવે છે. હા છે તો તેજ.

**લક્ષ્મી**—અરે મહારાજા! આ વખતે તમામ મનુષ્યો તેમ જ પશુ પક્ષી આરામ લીયે છે એવે વખતે આ ભયંકર વેશમાં આપ કયાં જવા ઇચ્છા રાખો છો તે સત્વર કહો. આપનો આ વેશ જોઈ ઉરમાં જ્વાળા ઉત્પન્ન થાય છે માટે સત્વર કહો.

**હલામણ**—શું કહું લક્ષમી ! હીણભાગ્યની હદ વળી ગઇ. દુરભાગ્યનું દુ:ખરૂપી વાદળ છવાઈ ગયું. સુખરૂપી સુર્ય અસ્ત થયો. વૈભવો વેરી થયાં. સુખરૂપી સાધનો શત્રુ બની બેઠાં. શું કહું કુડા કર્મની કરતા. બસ હવે મારા દુ:ખની હદ થઈ.

**લક્ષ્મી**—મહારાજા ! આપના આવા વાકયો ઇંદ્રવજ્ર જેવા લાગે છે પરંતુ શું છે તે તો કહો.

**હલામણ**—લક્ષમી ! મારા પીતાશ્રીએ મને વગર દોષે દેશપાર કર્યો છે જેથી હવે હું હાલાર તરફ જાઉં છું. પીતાશ્રીના પ્રાબલ્ય નીએ તારી બાઇને મળી શકાય તેમ નથી.

**લક્ષ્મી**—ત્યારે શું મહારાજા ! અમોને નીરાધાર દુ:ખ સમુદ્રમાં ફેંકી ચાલ્યા જશો ? અમોને સહાય કરનાર કોણ ?

**હલામણ**—સહાય કરનાર શ્રી વીશ્વંભર શીવાય કોઇ નહીં. લક્ષમી દુ:ખમાં દુ:ખ જ હોય. તારી બાઈના વીયોગથી આ કલેવર જીવ રહીત છે પરંતુ લાચાર છું. ધીરજ ધરવાથી સારૂ થશે, લે આ પત્ર તારી બાઇને આપજે ( આપે છે. ) કહેજે કે તને વિશેષ ભલામણ નથી કરતો પરંતુ તારો સતીનો ધર્મ છે તેમ વીચારી વરતજે. હવે તું જા.

**લક્ષ્મી**—ભલે મહારાજા ! આપની આજ્ઞા છે તો જાઉં છું, પણ મારી બાઇને આ અશુભ સમાચાર મળશે ત્યારે તેની શી દશા થશે.

**હલામણ**—લક્ષમી ! વ્યર્થ શોક શા કામનો. સુખ દુ:ખ એ કર્ત્તા શ્રી વિશ્વંભર છે. મનુષ્ય યત્ન નિરર્થક છે. કારણ જે શાસ્ત્રમાં કહેલ છે કે—

श्लोक.

पत्रं नैव यदा कीरट वीरपे दोषो वतंत्स्य किम्
उलुकोन विलाक्यतेयदी दीवा सुर्यास्य किं दुषणम्
वर्षा नैव पतन्ति चातक मुखे मेघस्य किं दुषणं
यदु भाग्यं वीधीना ललाटलखीतं देवस्य किं दुषणम्

તેમ જ તમારા પ્રારબ્ધમાં વીયોગ દુઃખ લખેલ હશે તે કોણુ મીથ્યા કરી શકે ? માટે જા તારી બાઇને મારા શુભ આશીષ સાથ જરા પણુ કલેશ ન કરવા કહેજે. જે નીમિત્ત હશે તે જ થાશે.

**લક્ષ્મી**—બહુ સારૂ અન્નદાતા ! જાઉં છું. આપ સદા સુખમાં વિચરજો. ( બન્ને જાય છે. )

સોરઠો.

**હલામણુ**—દેશવટે દરાર સાચો, દીયો સીયે જેઠવે;
જઇને ભણજે જુહાર, હાલે ગયો હલામણો.

---

# પ્રવેશ ૭ મો.

## સ્થળ—સોનનો ઉતારો.

### પાત્ર—સોન, દાસી પાછળથી સીયાજી.

---

**સોન**—અહાહા દીનબંધુ દીનાનાથ સ્વયંભુ ! તુ જગત માત્રનું રક્ષણુ કરનાર છો તો આ એક નીરાધારને સાહ્ય નહી કરે તો પછી મારે આધાર કોનો ? ખરો આશ્રય આપનાર તો

અત્યારે પરાધિન છે. ત્યારે તારા શીવાય મારી સહાયતા કરનાર કોઇ નથી. આ દુઃખી અબળાની દાદ દીલમાં ધરી પાપીનું પ્રાબલ્ય નષ્ટ કરી સત્યનો વિજય કરી મારા અંતરની આપદા અલગ કરી સુખરૂપી સુર્ય ઉદય કર.

**લક્ષ્મી**—( રોતી પ્રવેશ કરે છે. ) બા સાહેબ બહાર પધારો.

**સોન**—કેમ બેન શા માટે રડે છે.

**લક્ષ્મી**—શું કહું બા ! આપણા પર વીપત્તીના વાદળે પુરો ઘેરો ઘાલ્યો છે. હવે બચવાનો ઉપાય નથી.

**સોન**—બેન ! છે શું ? જલ્દી કહે.

**લક્ષ્મી**—બા કહેતાં જીભ ઉપડતી નથી.

**સોન**—લક્ષ્મી કહ્યા વીના છુટકો નથી માટે કહે.

**લક્ષ્મી**—બાઇ સાહેબ ! કુમારશ્રી હલામણને તેના દુષ્ટ પિતાએ દેશપાર કર્યો.

**સોન**—હર હર શંભુ ( મુર્છા ખાઇ પડે છે. )

**લક્ષ્મી**—બા સાવધ થાઓ, ધીરજ ધરો, હીંમત હારવાથી કાર્ય સફળ થશે નહી, વીપત્તીમાં ધીરજ રાખવી ઘટે છે.

**સોન**—( સાવધ થઇ ) બેન શું ધીરજ ધરૂં, મારા હઇયાનો હાર તો ચાલ્યો ગયો. મને શાંતિ પમાડનાર સ્વામી ચાલતો થયો. મારી વીપત્તીને વન્હીમાં બાળનાર વહાલો વીદેશવાસી થયો. મારા માથાનો મુગટ મન હરણ કરી દુર ગયો. બસ હવે ખરે જ મારા સુખનો સુર્ય અસ્ત પામ્યો. શું કરૂં, ક્યાં જાઉં, ધીરજ કેમ ધરૂં, સુખમાં કેમ વીચરૂં.

## સોરઠો

ઉતરો અંગાર મને જોતાં લાગે જેઠવો;
મારી ઉરમાં માર, ક્યાં હાલ્યો ગયો હલામણો.

**સોન**—બેન! મારા પ્રાણપતિએ બીજું કાંઇ કહેવરાવ્યું છે?

**લક્ષ્મી**—બા! આ એક પત્ર આપ્યો છે. (આપે છે. સોન વાંચે છે) બાઇ સાહેબ જરા મને સંભળાવો તો ખરા.

**સોન**—સાંભળ દાસી.

(રાગ બણજારાનો.)

આ પત્ર વાંચીને પ્યારી, મન દ્રઢ કરજે વતી ધારી–ટેક
આ વખત આપણે માથે, નાખ્યું દુઃખ ત્રીભુવન નાથે.
તે ભોગવવું ભય ટાળી. મન દ્રઢ.
હું છું સૌથી દુર્ભાગી, જાઉ તારૂણી તુજ ત્યાગી,
શું દઉં શીખામણ તુજને છે પુરણ ભરોંસો મુજને;
રહેજે તુજ ધર્મ સંભાળી, મન દ્રઢ.
જો મીલાવશે જગસ્વામી, તો ફરી મળશું દુઃખ વામી;
આ ઘડી તો જાઉં દુઃખ હારી મન દ્રઢ.

**લક્ષ્મી**--(સામે જોઇ) બા અંદર પધારો, પેલા દુષ્ટ ગોર મહારાજ શીયાજીને લઇને આવે છે.

**સોન**—બહુ સારૂ બેન, તું જવાબ આપી દેજે.

**લક્ષ્મી**--કંઇ ફીકર નહી, જાઓ અંદર (સોન અંદર જાય છે.) (શીયાજી તથા ગોર પ્રવેશ કરે છે.)

**સીયાજી**—કેમ દાસી, ઉતારા વગેરેની સોઇ તો સારી છે ને?

**લક્ષ્મી**—હા મહારાજ! બહુજ સારી છે.

**સીયાજી**—પણ તમોએ વગર વીચારે ને તપાસ કર્યો વિના આ ગોર મહારાજને નાહક બોલાવી ફીટકાર આપ્યો તે ઘટીત ના ગણાય. હલામણ તો છોકરૂં છે તેનાથી દુહો પુરો થાય કે ? વળી તેને તો મેં દેશનીકાલ કરેલ છે માટે તારી બાઇને કહે કે તમારા મધુર સ્વરથી બે ઘડી વાતચીત કરી મને આનંદ આપે.

**લક્ષમી**—મહારાજા ! આપ તો મારી બાઇને ધર્મના પીતા થાઓ. તેના પ્રત્યે કટુ વચન કહેતાં રૌ રૌ નર્કના અધીકારી થશો, સ્વર્ગના સુખથી વીમુખ બનશો માટે આપની પુત્રીની સંભાળ રાખવી તે આપની ફરજ છે.

**સીયાજી**—બસ કર નાદાન લોંડી ! તું મને શીખામણ દેવાને યોગ્ય છે ? તમારો બળાત્કાર કામનો નથી પરંતુ મારી મુરાદ પાર પાડવાને હું સત્તાવાન છું. સીંહની પાસેથી શીયાળ છટકી કયાં જનાર છે માટે વિચાર કરવાનું તારી બાઇને કહે નહીં તો વિપત્તિયોના પાહાડમાં અથડાઇ મરી જશો.

**લક્ષમી**—તમો દુઃખ દેવાને કે સુખ દેવાને સત્તાવાન નથી. તેનો કારભાર તો જગતનીયંતાએ પોતાનાજ હાથમાં રાખ્યો છે. જો તમારા જેવા મહાન પાપીઓના હસ્તક તે કારભાર હોત તો નહી કરવાના કૃત્યો કરત પરંતુ વિચારો વિચારો મહારાજા ! પરસ્ત્રીમાં રાવણનું સત્યાનાશ ગયું. કૌરવનું બળ છેદન થયું, કેયા કીચકની કેવી સ્થિતિ થઇ, ચંદ્ર શ્રાપના ભોકતા થયા; એવા હજારો દાખલા સાંભળ્યા છતાં આવા કૃત્ય કરવા કેમ ઉત્કંઠા ધરાવો છો ? માટે વિચાર કરી પાછા પધારો. સતીની છેડ કરતાં સત્યાનાશ જશો. સીંહની મુછનો વાળ, મણીધરની મણી લેતાં, પરિણામ સારૂં આવતું નથી, તેમજ સતીની છેડ

કરતાં પણ તે ફળ પામશો, વીષ રૂપી પ્યાંલીમાંથી અમૃત જેવા અલભ્ય ફળની નિરર્થક આશા રાખશો નહીં.

**સોમદેવ**—હવે તારી લવરી છોડી દેને! તારી બાઇને કહે કે જલ્દી સ્વાધીન થઈ પટરાણી બને નહી તો હેરાન થઇ જશે. હલામણની સહાય ધરતા હો તો તેને તો દેશપાર કર્યો છે, માટે સમજી વિચાર કરીને મહારાજાના પટરાણી બની જાઓ.

**સીયાજી**—શીવ ધનુષ્ય કઠણ કઠોરરે માઇ—એ રાગ

બસ બસ બોલતી બંધ રહે તું
મુરખ બાનડી બોધ કરે શું—ટેક.
વગર વિચારે વદે મુખ વાણી,
રાજની રીતીથી લાગે અજાણી. બસ૦

તું મનની હીન મુરખ તુજ બાઇ,
કેમ કરે વિચાર નહિ મનમાઇ
કાળનો પંજો પડયો તુજ માથે
નહિ સમજો તો રહો દુઃખી હાથે. બસ૦

નહીં વદજે ફરી વગર વિચારે
મારવી પડશે ગુલામડી મારે. બસ૦

**સોમદેવ**—મહારાજાનો ગુસ્સો હાથ રહે તેમ નથી માટે સમજી સ્વર્ગનું સુખ માણો ને લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે તો મુખ ધોવા શા માટે જાઓ છો!

**લક્ષ્મી**—નીચ નીમકહરામ લુચ્ચા! તારા પ્રપંચની જાળમાં અમોને ફસાવી અહીં લાવ્યો, પરંતુ યાદ રાખજે કે તારા કાળા

કૃત્યના ફળ તને મળશે જ. નીચ તારી મા બેનોને પટરાણી બનાવી તારી પાપી હોજરી ભર.

**સોમદેવ**—નીચ, નાદાન બાનડી! તું મારૂં અપમાન કરે છે ? હું અત્યારે મહારાજાનો માનીતો છું માટે યાદ રાખજે કે તારી બાઇને જો સીયાજીની પટરાણી બનાવું તો જ મારૂં નામ સોમદેવ.

ચાલો મહારાજા ! આ વખતે. પછી જોઇ લેઇશું કે કેમ નથી માનતી. તારી બાઇને કહેજે કે સુખ સંપતી ભોગવવી હોય તો જલ્દી સમજી જાય નહીં તો અમારા સપાટામાં સપડાએલ કદી બચવાના નથી સમજ્યાને.

**લક્ષમી**—જા નીચ! તારાથી બને તે કરજે. અમારા જીવનો ઉત્સુક હો તો તે લેજે પરંતુ ઝાંઝવાના જળ અને સસલાના શીંગ માફક ખોટી આશા રાખીશ નહીં !

**સીયાજી**—ઠીક છે જોઉં છું. ઝાંઝવાનું જળ પીવાય છે કે નહીં. ચાલો મહારાજ ! ચાલો ( જાય છે. )

**સોન**—બહાર આવી સાબાશ લક્ષ્મી તને સતકોટી સાબાશ છે. તારા જેવી સુજ્ઞ દાસીઓ મારા પાસે ન હોત તો મારી દુર્દશા થવાને જરી વીલંબ રહેત નહિ અને સહાયતા કરનાર કોણ ! બેન ! તારો ઉપકાર મારી જીંદગીપર્યંત ભુલી શકાય તેમ નથી. વિશેષ શું કહું પણ બેન હવે શું ઉપાય કરવો.

**લક્ષ્મી**—બા ! મને આવી ખોટી ઉપમા આપી શરમાવો છો શાને ? હું કંઈ કરૂં તે આપના પુન્ય પ્રતાપથી. વળી મારો જે ધર્મ છે તેનાથી વિશેષ કંઇ નથી. બા ધીરજ ધરો. પાપીનો પ્રયત્ન પરમાત્મા પળમાં ખેંચી લઇ સતીની સહાયતા કરશેજ.

**સોન**—બેન ! કદાચ તેઓ આપણા પર બળાત્કાર કરશે તો પછી આપણો શું ઉપાય.

**લક્ષ્મી**—બા એ દુષ્ટોનો શો ભાર છે. જ્યાં સુધી આ શરીરમાં પ્રાણ છે યાતો નસોમાં લોહીનું હરવું ફરવું છે ને જ્યાં સુધી દ્રષ્ટાથી ચાલતાં મનુષ્યોને જોઇ શકું છું ત્યાં સુધી દેવ કે દાનવનો પણ ભાર નથી કે આપનું શીયળ ખંડિત કરે.

**સોન**—શાબાશ બેન ! વીપત્તીરૂપી વન્હીમાં તારાં ધીરજ રૂપી વચનો વારીરૂપ બને છે. હવે પુજનનો વખત થયો છે માટે ચાલો.

**લક્ષ્મી**—બા પધારો. તમામ સાહિત્ય તૈયાર છે ( જાય છે. )



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ-જંગલ.

હલામણ—( પડું છું વિખુટો પ્રિયા-એ રાગ )

મુજ જન્મભૂમિનો વિયોગી હું થયો હવે,
સખી મનુષ્ય વર્ગમાંથી હું ગયો હવે—ટેક
તજી પવિત્ર વર્ગ મેં તજ્યા.
તજ્યું તમામ રાજ્ય ભ્રષ્ટ હું રહ્યો હવે. મુજ૦
ક્યાં રહ્યો સ્વદેશ મારો પ્યારા પ્રાણથી.
જરૂર જરૂર ક્રોધ તેથી વ્યાપીયો હવે. મુજ૦

અરેરે હવે નીરર્થક આશા શા માટે રાખવી. ચાલ અત્યાર સુધી મનામણાની રાહ જોઈ પરંતુ વીના અપરાધે જેણે દેશ નિકાલ કર્યો તે ફરી બોલાવેજ ક્યાંથી.

સોરઠો.

બેઠો બગાધાર મન જાણ્યું મનામણ આવશે,
દેશનેજ ધરાર, સાચો દિયો સીયે જેઠવે.

ચાલ જીવ હવે રસ્તો પકડ. સાંજ થવા આવી છે. સામેના બગીચામાં રાત્રી નિર્ગમન કરી સવારમાં રવાના થઉશ. ( બગીચામાં જઇ સુવે છે )

આહાહા સ્વયંભુ ! શું તમારી ગહન ગતિ, ધુમલી રાજકુમારની આ રંક સ્થિતિ ! ઠીક સ્વયંભુ જેવી તારી ઇચ્છા.

સોરઠો.

ધુમલી રાજકુમાર, રવડતો જંગલ વિષે;
ઇશ્વર તુજ આધાર, અવર આજ મળે નહીં. ૧
નોકર હતા હજાર, ખમાં ખમાં સઉ બોલતાં;
તે ધણી આજ બેજાર, થઇ સુતો આધાર વીણુ. ૨
પલંગનો પોઢનાર, તે ભોંય પથારી ભાળીને;
રૂદન કરે અપાર, નશીબ તુજ બલીહાર છે. ૩
કર્મે લખ્યું કીરતાર, છઠીના ચુકેજ નહીં,
હુન્નર કરો હજાર, આખરના આડાં ફરે. ૪
માતા પીતા ને ભ્રાત, સ્વાર્થના સહુ સોબતી;
એક ત્રીભોવન તાત, સાચા સંબંધી સર્વના. ૫

ચાલ હવે બે ઘડી નીદ્રા લઉં ( સુઇ જાય છે. ) ( પાછો જાગીને ) અરે નીદ્રા શા સુખની આવે માટે ચાલ રસ્તે પડું. કોનો ભય છે. ભય માત્ર તો શરીરમાં ભર્યો છે તો હવે શાની બીક છે. નાહક આ ભૂમીમાં રહી વિશેષ દુખ થશે માટે ચાલ.

અરે પણ ચાલતાં ચર્ણ ઉપડતા નથી, સોન ! તારા વીયોગે આ શરીર શક્તિહીન બની ગયું છે. નિરર્થક કલેવર મારાપાસે છે પરંતુ મારો આત્મા તો તારા પ્રેમ પાસમાં સજડ જડાઈ ગયો છે તેને શાંત કરનાર તારા પ્રેમ રૂપી વચનો તેમજ કોમળ શરીરના સ્પર્શ વીના શાંતી મળેજ કયાંથી. આહાહા ! એવો અમુલ્ય વખત ક્યારે મળશે. દીનબંધુ દયાનીધી આપ બાળકનું પ્રતીપાલન કરનાર તે એક દુઃખી મનુષ્યની સાહયતા નહી કરો.

હું તો પામર છું, અજ્ઞાન છું, આપના નામથી સદા વિમુખ રહ્યો હોઇશ પરંતુ પુત્રની સંભાળ રાખવી તે પીતાશ્રીની ફરજ છે, પછી પુત્ર સુપાત્ર હોય કે કુપાત્ર હોય તોપણ રહેમ દ્રષ્ટિથીજ આપને જોવું ઘટીત છે. આપે અનેક ભકતોની સહાયતા કરી છે. પ્રહલાદજીને પળમાં પાપીના હાથથી બચાવ્યો છે. તેમજ દ્રૌપદીની દુરદશા કરી સભામાં ચીર પુરી સંતોષ પમાડનાર તમેજ. સુદામાની સહાયતા કરી સુખ રૂપી સુર્ય ઉદય કરનાર તમેજ. પાંડવોની પ્રીતિ સંભાળી પાપીનો પરાજય કરનાર તે પણ તમેજ. આવા અનેકનો ઉદ્ધાર કરી ભવસાગરથી તાર્યા છે તો હું રંકની રહેમ હૃદયમાં લાવી જલ્દી સહાયતા કરો. મને રાજકુમાર સુખ સંપતી વૈભવ વીગેરેની બીલકુલ આશા નથી પરંતુ મહારા પ્રાણથી વિશેષ વહાલી પ્રેમદાને મીલાવો એજ માગણી છે. ઠીક સ્વયંભુ જેમ તમને ગમે તેમ કરો ચાલ ગમન કરૂં. (ચાલતો થાય છે.)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ-નદી કીનારો. પાત્ર-હલામણ બારવા વીગેરે.

---

**હલામણ**—અરે ! ચાલતાં ચાલતાં પ્રાતઃકાળ થઈ ગયો, ધુમલીની હદ પણ છોડી દીધી. ચાલ હવે આ સરીતામાં દંતધાવન કરી સ્નાન સંધ્યાથી પરવારી રવાના થાઉં (નદી કીનારે જાય છે ત્યાં વાંસ તણાતો આવે છે તેને લઇને) અરેરે મારા વહાલા વાંસ મારા દેશપારથી તારી આ દશા થઇ, હું ત્યાં હયાત હોય તો તને કાપવાને કોણ શક્તિવાન હતું પણ કહે વહાલા મારી પ્રાણ પ્રીયાના કંઇ સમાચાર છે.

### સોરઠો

હલામણ હુતે, કાતળીએ કપાતીજ નહીં;
જેઠવો જાતે આજ, વન વન વીખાણો વાંસડો. ૧
ભરડાની ભરી બાથ, લઈ આંગણ રોપાવું,
દેશાયે દીઠે જરા વીધન, હરૂં જઈ વાંસના. ૨
વાલા વીયોગી વાંસ, અહીં શીયે અવગુણે આવીયો;
ભણને મારી ભોમના, મને સંદેશો કંઈ સોનનો. ૩
સોન સુભાગી નાર, સમાચાર દે સીધ્ધિના;
માનીશ હું ઉપકાર, વહાલા વિયોગી વાંસડા. ૪
વીયોગી મુજ નાર, દુઃખ સહન થશે નહી;
કરણહાર કીરતાર, મનુષ્ય યત્ન ચાલેજ નહી. ૫

મને અતી આનંદ થાય છે; કહે ભાઇ મારી સોનના ખબર છે કે તેણેજ તને મારી શોધ કરવા મોકલેલ છે. જે હોય તે જલ્દી કહે, મારૂં અધીરૂં મન સાંભળવાને બહુ ઉત્સુક છે; (વાંસને કને લગાવી) (સ્વગત) હે જેઠવા! કુળદીપક મણી! તારા જવાથી અમારી રક્ષા કરનાર કોઇ ના રહ્યું જેથી કબાડી લોકોએ મને કાપી જળમાં ફેંકી દીધો ને પાણીના લોઢથી અહીં આવ્યો જેથી મને સોનનું ભાન રહ્યું નથી.

### સોરઠો.

કાપ્યો લઇ કબાડીએ, પછી ઝીંકયો જળમાંય;
લોઢે લોવાણો આજ, શુદ્ધ ન રહીજ સોનની.

**હલામણ**—ભાઇ તારો દોષ નથી. વિપત્તિમાં શાંતિ મળેજ ક્યાંથી. જ્યાં કુર તકદીરની હદ વળી ગઇ ત્યાં પછી સીદ્ધિ સમાચાર ક્યાંથી? ખેર કંઇ નહી જેવા સંચિત (અંદરથી ખારવા હોકાર

કરે છે ) ( સામે જોઇ ) અરે સામેથી મચ્છીમારો હોડી હંકારી ચાલ્યા આવે છે; માટે જેઘડી ઉભો રહું.

ખારવા—

હેલીયા માલેક, સલામત હેલીયા માલેક,
સુરત બંદર આયા, રામા હેલીયા માલેક,
વહાણુ ચલાયા, મુંબઇ બંદર હેલીયા માલેક,
સહીસલાત આયા, રામા હેલીયા માલેક.

૧. લો—એ જાલ ડાલેરે જાલ.
૨ જો—બડી મચ્છી આઇરે બડી મચ્છી.

હલામણુ—( સ્વગત ) ચાલ આ લોક પાસે જાળ નંખાવી મારા તકદીર અજમાવું ( પાસે જાય છે ) એ ભાઇ મચ્છીમારો તમો મારા નીમીત્તની જાળ નાંખોતો આપનો ઉપકાર માનીશ.

જાલીડા નાંખને જાળ, મીટા મેરામણુ મધ્યે;
કરમ છે કપાળ તકે, બોતેરસેં બાડે રહ્યા.

( ખારવા જાળ નાંખે છે તેમાં મોતી નીકળે છે એટલે છુપાવી દીયે છે ને ખાલી જાળ હલામણુને બતાવે છે. )

હલામણુ—કાંઇ ફીકર નહીં. મારા તકદીરની જાળમાં સાચા મોતી નીકળ્યા છે પણુ તે લોકોએ છુપાવ્યા છે. ભાઇ તમારા નીમીત્તની જાળ નાંખી જોઉં.

જાલીડા નાખને જાળ, તારા નીમીતની નોંધીને,
આવેલા શંખલા ને શેવાળ, માંછલીયો ટોળે મળે.

( જાળ નાખે છે તેમાં શંખલા ને શેવાળ આવે છે.

હલામણુ—વાહ તકદીર તું મારા ઉપર મહેરબાન છે ત્યાં

સુધી કશી ચિંતા નથી. ચાલ હવે રસ્તે પડું. ભાઇ ! હાલારનો રસ્તો કયો ?

**ખારવો**—ભાઇ તુજે નામ કુરો.

**હલામણ**— સોરઠો.

બરડે મારૂં બેસણું, ધુમલી મારૂંજ ગામ,
જાતના છીયે જેઠવા, હલામણ મારૂંજ નામ. [જાય છે]

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—હાલારમાં કુઇનો મહેલ.

---

**કુઇબા**—દાસી ! આજે મને બીલકુલ ચેન પડતું નથી. અપશુકન થાય છે. તમામ સ્થળ દુઃખમય ભાસે છે. શું થશે ?

**દાસી**—બા ! શરીર છે તેમાં અનેક વાયુ ફર્યાં કરે તે તેની ખોટી કલ્પના કરવી નહી.

**દાસી**—બા બા વધામણી છે.

**કુઇબા**—શાની વધામણી દાસી.

**દાસી**— સોરઠો.

કાળો ઘોડો કાટવો, ભમર ભાલુ હાથ;
બાઇ આપણી બજારમાં, મેં દીઠી જેઠવાની જાત.

**કુઇબા**—અરે જા હલામણ તો હોયજ નહી. અત્યારે મારા ભાઇ નીકળે જ શાના ? તેં તેના જેવો કોઇ બીજાને જોયો હશે ?

**દાસી**—બા હું હલામણ કુંવરને ઓળખું છું. મને જુઠી ના બનાવો.

### સોરઠો.

આંગળીએ ચોગડ, વળે નહિ વેઢો કે વળ,
બાઇ આપણી બજારમાં, દીઠો માધવો નળ.
કાળા કાપડ અંગ, પહેરી બજાર પરવર્યો,
અવર નહીં કો સંગે, હલામણ હાલ્યાં ગયાં.
દુ:ખ ભરેલી કાય, સુખ જરી દેખ્યું નહી,
વીપત્તિમાં ઘેરાઈ, જતાં દીઠાં મેં જેઠવા.
કરમાયેલ શરીર, કાંતિ કાંઇ દીઠી નહીં,
દીઠા દુર લગીર, તન સોસાયું મારૂં.

**ફુઇબા**—મેં તેને હજારો પત્ર લખી તેડાવેલ છતાં આવતો નથી ને આમ અચાનક ક્યાંથી હોય પરંતુ ઉટની એકદમ ચાલમાં તેનો ભાસ થયો હશે.

### સોરઠો.

હલકે હાલ ઉટની, પગપાની જેઠવો કરે;
બાની ઇશે બાળ, હલામણ હશેજ નહીં.

**દાસી**—બા, તમો મને મુરખા બનાવી દીયો છો. રજા હોય તો બોલાવી લાઉં. પછી શું ?

**ફુઇબા**—જા જલદી બોલાવી લાવ.

**દાસી**—જેવી આજ્ઞા; ( જાય છે. )

**ફુઇબા**—અરે પણ આમ અચાનક હલામણ ક્યાંથી હોય. મને પહેલાથી ખબર કેમ ન આપી. હશે જે થશે તે હમણાં જણાઇ આવશે ( હલામણ પ્રવેશ કરે છે )

**હલામણ**—ફુઇબા આપને નમન કરૂં છું.

**ફુઇબા**—ઓવારણા લઇ કલ્યાણ બેટા ! અચાનક ક્યાંથી.

**હલામણ**—બા ! સેજ ફરવા નીકળી આવ્યો.

**ફુઈબા**—નહી બેટા, તારો વેશ ભયંકર છે તેમજ તારી મુખ-મુદ્રા સુચવે છે કે તું મોટી વીપત્તીમાં ઘેરાયેલો છે તો જે હોય તે જલ્દી કહે. મારૂં મન મુઝાય છે.

**હલામણ**—શું કહું મારા કર્મની વાત. મારૂં દુઃખ કહેતા પથ્થર પણ ફાટી જાય તો તમને કહી દુઃખ ઉત્પન્ન કરવાને ઇચ્છતો નથી માટે તે વાત જવા દો.

**ફુઇબા**—બેટા ! જલ્દી કહે શું દુખ છે. ના કહે તો મારા સોગન છે.

**હલામણ** બા ! આપનો અત્યાગ્રહ છે તો સાંભળો. બાલંભાના મહારાજા માનસીંહની કુંવરી સોન છે તેણે વર માટે અરધો દોહો બનાવ્યો તે લઇ બ્રાહ્મણ ત્યાં આવ્યો ને મેં પુરો કર્યો. પીતાશ્રીની મતી ભ્રષ્ટ થઇ. તેણે બ્રાહ્મણને લલચાવી તેનું નામ દાખલ કર્યું. સોનને વીશ્વાસ નહી આવતાં તે પોતે ઘુમલી આવી. તેની દાસી તથા મારી દાસીને તકરાર થતાં વાત ફુટી ગઇ. પીતાશ્રીએ મને બોલાવી ખોટું તહોમત નાંખી દેશપાર કર્યો જેથી હું અહીં આવ્યો છું પરંતુ ફુઇબા આ કલેવર જીવરહીત થઇ ગયું છે. મારો પ્રાણ સોન પાસે છે.

**ફુઇબા**—અરર ! આટલી બધી નીચતા. નીચ ભાઈ ! તને જરા પણ ઇશ્વરનો ડર આવ્યો નહી. ઠીક છે. હું તને જોઈ લઉં છું. દાસી ! જલ્દી સેનાપતીને કહે મોટું લશ્કર લઇ ઘુમલી જઇ પાપીનો પરાજય કરી પાછાં આવે.

**દાસી**—જેવી આજ્ઞા ( જાય છે. )

**ફુઇબા**—બેટા કાંઇ નહી તને સોન જેવી હજારો પરણાવીશ માટે નિશ્ચિંત રહે. આ રાજપાટ તારૂં છે.

**હલામણ**—બા! આપનું કહેવું શીરોચશ્મ કરૂં છું. તમે લાખો સ્ત્રીઓ પરણાવો પરંતુ સોન એ તો સોન જ.

**સોરઠા**

લાંબા પહેરે ઘાઘરા, પેટે ડમરીયું;
વારૂ સોનના ઉપરે, લઇ સોલસે સુંદરીયું. ૧
કાઠીયાણી કેડ પાતળી, હલકતી માથે જ હેલ;
બરાડા હુદી બજારમાં, ઢળકતી 'જાણું ઢેલ. ૨
મારૂ નામ હે ગંગાજળ, ઉભી કેશ સુકાય;
ચંદન કેરે રૂખડે, નાગજ કોળા ખાય. ૩
જે કુળ જે અભ્યાસ હે, તે કુળ તે અભ્યાસ;
સીંહ પડે સો લાંઘણા, તોય ન પરખે ઘાસ. ૪

માટે ફુઇબા સોન વીના આ સંસારની તમામ સ્ત્રીઓ મારે ભગિની સમાન છે તે નીશ્ચય.

**ફુઇબા**—ભલે બેટા! તારા તકદીરમાં જો તે હશે તો મળી રહેશે ચાલ ઓરડામાં જઇ પલંગપર સુઇજા એટલે જીવને શાંતી થાય.

**હલામણ**—ફુઇબા! મને સુખની સેજ્યાં સોન વીના હોયજ નહી.

**સોરઠો**

સુખની સજ્યા હોય, સુખે તો સુવાય નહી;
હલામણ હોય, સોન વીયોગે સાથરે.

**ફુઇબા**—બેટા! ત્યારે બગીચા તરફ જા. તારા જીવને આનંદ થાય માટે જાઓ.

**હલામણ**—બહુ સારૂ ફુઇબા! ત્યારે બગીચામાં જાઉં છું.

**ફુઇબા**—ભલે પધારો! (હલામણ જાય છે.)

# પ્રવેશ ૪ થો.

## સ્થળ–સોનનો ઉતારો.

## પાત્ર–સોન, દાસી, ગોર, શીયાજી વીગેરે.

---

સોન—દીનબન્ધુ! દીનાનાથ! શું તને એક નીરાધાર અબળાની દયા નથી આવતી! વહાલા! તમે અનેક ભકતોના કષ્ટો કાપ્યા છે, તો મહારી વાર કરવાને તમો સમર્થ નથી? અને જો એમ હોય તો મીરાંબાઈના વીષના પ્યાલાનું અમૃત બનાવનાર કોણ? નરસીંહ મહેતાને માટે અનેક રૂપ ધારણ કરી કામ કરનાર કોણ? અમરીશના માટે સુદર્શન ચક્ર મુકી રૂષીને પગે લગાડનાર કોણ? પ્રહલાદજી માટે નરસીંહ રૂપ ધારણ કરનાર કોણ? દ્રૌપદીનાં ચીર ભરી સભામાં પુરનાર કોણ? સબરી જે ભીલડી તેના જુઠા બોર ખાનાર કોણ? આવા અનેક દાખલાઓ બતાવી હવે મારી સહાયતા નહી કરો કે? ઠીક જેવી તમારી મરજી.

દાસી—બા! આમ દીવસ રાત્રી શોકમાંને શોકમાંજ શરીરને બાળી નાખશો. આથી અમોને કંઇ પણ સારૂ લાગતું નથી.

સોન—બેન! શું કરૂં કોને કહું ચીતહરણ ચોર ચોરી કરી ચાલ્યો ગયો. પ્રાણ પરવશ કરી સટકી ગયો. મારી સહાયતાનો સાગર સુકાઇ ગયો. ત્યારે જળ વીના મીનનું બચવું કેમ થશે.

દાસી—બા! ધીરજ ધરો. જગકર્ત્તા સહાય કરશે (સામો જોઇ) બા જલ્દી અંદર પધારો પેલો દુષ્ટ આવે છે (સોન અંદર જાય છે.)

સીયાજી—(પ્રવેશ કરી) કેમ દાસી! તારી બાઇ કાંઇ સમજ્યા કે?

**દાસી**—મહારાજ! અમોને નાહક શીદ સતાવો છો. જ્યાં સુધી અમારામાં પ્રાણ છે ત્યાં સુધી તમો તો શું પરંતુ દેવ પણ શીયળ ભંગ કરવાને સત્તાવાન થઇ શકશે નહીં માટે પધારો.

**સીયાજી**—નીચ બાનડી! તું હરવખત મારી સામું બોલી અપમાન કરે છે. તારી ઓખાત શી! તું નીજ જોડાની ઉચકનાર મારી સામે બોલવાને શક્તિ ધરાવે છે. ચાલ દુર. (આમ કરી ધક્કો મારવા જાય છે.)

**સોન**—બસ કર! વીષયાંધ કુકર્મી રાજા, બસ કર, તું પણ બાન-ડીથી નીચ છે નહી તો દાસી ઉપર હાથ ઉપાડેજ નહી. નીચ રાજા તેં જેઠવા કુળ લજાવ્યું છે. તારા પૂર્વજોને અસદ્‌ગતિને પહોંચાડનાર નીચ રાજા! તારી મુરાદ પાર નહી પડે માટે અમો અબળાને દુઃખ દેવામાં સાર નથી.

**સીયાજી**—શશીવદની સુલોચના મૃગનયની નીતંબની મુગ્ધા! તને છોડી કયાં જવાનું છે. તારા વીના આ સંસાર શુન્ય છે. ખાવું પીવું મોજ મજા તારા વીના વીષ સમાન છે. વહાલી શા માટે સતાવે છે. પ્યારા કહી ગળું લગાવ. લાગેલી વીરહાગ્નિને શાંત કર. કદાચ મારા પ્રેમની પરીક્ષા કરતી હો તો બસ હવે હદ થઇ. હવે જલદી ભેટો કે કોમળ અંગના સ્પર્શથી સદ્‌ભાગી ગણાઉં તમારાં પ્રતાપથી રાજ વૈભવ અને જીંદગી સફળ માનીશ. હવે દુર ના રહો. તન મન ધન અર્પણ આપનેજ છે. તમારા વીના અન્ય રાણીઓ મારે ભગિની સમાન છે માટે દુખ સમુદ્રમાં ડુબેલાને તારો, બચાવો.

**સોન**—અરે એ નીચ લંપટ વ્યભીચારી તારી પુત્રીતુલ્ય પુત્ર પત્નીને પ્યારી કહેતાં તારી જીભ કેમ તુટતી નથી. તું રૌ રૌ

નર્કનો અધીકારી બનીશ. તારૂં સત્યાનાશ જશે. તારૂં રાજ પાયમાલ થશે. રાજવૈભવ ધુળ મળી જશે, નીચ.

**સીયાજી**—નીચ નાદાન બેગમ અત્યાર સુધી તારૂં અપમાન હું સહન કરૂં છું તેમ તેમ તને વીશેષ બોલવાની સત્તા વધતી જાય છે, ચાલ સ્વાધીન થા, નહી તો શમશેરથી ટુકડે ટુકડા કરી દઈશ ચાલ શું જવાબ આપે છે. સત્વર બોલ.

**સોન**—જા, નીચ જા. તારી શમશેર વાપરી ખુશીથી શાંત થા. મારા પ્રાણ કરતાં શીયળ વીશેષ પ્રિય છે. નક્કી નામ ધર્યું તે નાશ થવાનું જ તેમાં તું મારનાર ને બચાવનાર કોણ. નીચ તું અહીં ગમે તેવા કૃત્ય કરે પરંતુ પરમાત્માને ઘેર તારા તમામ કૃત્યો જમા ઉધાર રહેશે ને તેનું ફળ મળશે જ—તારાથી બને તે કૃત્ય કર પરંતુ શુરી ક્ષત્રાણી ડરનાર નથી. પરમાત્મા હજુર તારો ન્યાય થશે ને ખાતામાં ખોટ જોશે ત્યારે તને યમને હવાલે કરશે ને તે તને કુંભીપાકમાં નાંખશે ત્યારે પુરો પસ્તાવો થશે, માટે વીચાર એ વીષ-યાંધ રાજા! અબળા જે અગ્નિનો કુંડ છે તે જગતકર્તાએ ઉપરનો સારો રંગ બનાવ્યો છે તે મીથ્યા મોહમાં લુબ્ધ શા માટે બને છે માટે વીચાર કરી પાછા પધારો, તો ફજેતીના ફાળકે નહીં ચડો. નહીં તો દુનીયાના ધીટકારના અધીકારી બનશો માટે પાછા પધારો.

**શીયાજી**—બસ કર! બસ કર! હું તારૂં ભાષણ સાંભળવા આવ્યો નથી. તને પટરાણી બનાવવા આવ્યો છું. તેમાં પંડીત બની સમજાવવા શું આવી! હું તો તમામ સમજીને જ બેઠો છું. ભલે નર્કનો અધીકારી બનું પરંતુ હાલ તો સ્વર્ગનું સુખ લેવા દે. મુવા પછી થાય તે ખરૂં. પછી કોને ખબર છે. જરા સમજ તો ખરી કે મહારા જેવો શુરવીર પરાક્રમી રાજા બીજો તને કયો વરનાર છે.

સોન—મુરખ વળી મહત્તાની વાત કરે છે. તારૂં આટલું અપમાન કરવા છતાં તને જરા શરમ નથી. બેશરમ ચાલ્યો જા. કાળી નાગણુની છેડ કરતાં પ્રાણ ખોઇશ.

શીયાજી—નથી માનતી કેમ ! લે તેનાં ફળ (ચોટલો ઝાલવા જાય છે. ત્યાં તો સીયાની દાસી દોડતી આવે છે)

દાસી--બાપુ બાપુ! જુલમ થયો. કોઇ દુશ્મનો ચડી આવ્યા છે ને શહેરમાં પ્રવેશ કરી દોઢીના ઘણા માણસોને કાપી નાંખ્યા. પ્રધાન સેનાપતી વીગેરે નાસી ગયા છે માટે જલ્દી આવી દુશ્મનને હરાવો.

શીયાજી—અરે વળી વચમાં આ વીપત્તિ ક્યાથી.આવી. ઠીક છે નીચ અબળા આ વખતે તો દુશ્મનોએ આવી ઘેરો ઘાલ્યો છે જેથી હું જાઉં છું પરંતુ ફરી આવી નારી ખબર લઇશ.

શીયાજી-- ઉર ઉપજે છે.

ઉર પામે છે પરીતાપ વચન તુજ સાંભળીરે,
મારૂં એ થાએ છે મનમાં સ્ત્રીહત્યાથી ત્રાસુ તેમાં;
હારીશ અંતે જીવ હઠીલી તું ખરીરે, ઉર૦
સદ્ગુણ તારો મુકાણો ઉર બાંધ્યો પ્રીતીનો પાણો
વરતે નહી વામ વખતે અનુસરીને. ઉર૦
હાલ હલામણ છે કયાં આહી કેનું રહી તે તુ પણ અહી
વણ મોતે મરવાને પંથે શું પડીરે. ઉર૦
આ ટાણે જઉં તજી તુજને ઘેર્યો છે શત્રુએ મુજને
પણ ફળ હું આપીશ તુજને આવી ફરીરે. ઉર૦

સોન—જા નીચ ! પરમાત્મા તને ત્યાં જ રાખશે. તારો પરાજય થશે એ મારો આશીર્વાદ છે [ સીયાજી જાય છે]. દાસી જગ-

કર્તાએ આપણી સહાયતા કરવાજ દુશમનને મોકલ્યા તે હવે આપણે સટકી જવાનો વખત છે આપણને કોઇ અટકાયત કરે તેમ નથી માટે સત્વર ચાલો.

દાસી--ચાલો બા! તમામ તઇયારજ છે ( સટકી જાય છે ).

---

# પ્રવેશ ૫ મો.

## પાત્ર-હલામણુ—પડે ન મુજને ચેન.

પડે ન મુજને ચેન, પ્યારી પડે ન મુજને ચેન
પરાધીન હું પલ પલ તલસુ, પ્રિય વીના દીન રેન,
સુખ ઉપચાર વીમુખ આ ટાણે, બને મુને દુઃખ દેન. પ્યારી૰
દસે દિશામાં દુખ ને દુખ, જોઉ જયાં ભરી નેન,
હું દુભોગી દુખનો પ્રાણી, અધીક સતાવે ચેન. પ્યારી૰

સોન ! સોન ! તારા વીના એક ક્ષણ પણ શાન્તી નથી. સકળ સંસાર શુન્યવત લાગે છે. અહાહા ! મારા જેવી હીણભાગ્ય કોણ. શું મારૂં પરાક્રમ શું શુરવીરતા કે એક નીરાધાર અબળાની પણ મારાથી સહાયતા બની શકી નહી. તે બીચારાને મારો પીતાશ્રી કોણ જાણે કેવા સંકટો આપશે ત્યારે તે બીચારાંનું તેની પાસે શું જોર ચાલશે, પણ તે શુદ્ધ ક્ષત્રિયાણી છે. સતીઓમાં શ્રેષ્ટ છે. પતીવૃતાંઓમાં પહેલવાન છે જેથી મારાં અંતઃકરણમાં પરમ વિશ્વાસ છે પરંતું તેવી શુદ્ધ અબળાઓની સહાયતા નહીં કરનારને સતકોટી ધીક્કાર છે. સ્વયંભુ સાઇ કર. દુખીની દાદ દીલ ધર. હવે તો દુખથી કંટાળી ગયો છું. આ વીયોગ દુખ કરતાં મરવું શું ખોટું છે. પ્રીયા ! તારા વીયોગે આત્મઘાત

કરી પ્રાણ ત્યાગ કરવાની પણ ઉત્કંઠા થાય છે. પરંતુ પરમાત્માનો ગુન્હેગાર અને નર્કનો અધીકારી બનવાના ભયથી તે કૃત્ય કરી શકતો નથી. વાહ તકદીર વાહ! શું મારા નીમીતમાં આવુંજ દુઃખ માંડયું હશે. પરંતુ તે કયાં સુધી ભોગવવું પડશે તે નિશ્ચય નથી. ઠીક જેવી પરમાત્માની મરજી. ચાલ બે ઘડી પેલા વૃક્ષ નીચે સુઇ જાઉં કે શરીરને શાંતી મળે ( સુઇ જાય છે ).

[ પાસેના ઝાડમાંથી સર્પ નીકળી ડંસ કરી ચાલ્યો જાય છે. હલામણ જાગી ઉઠે છે. સર્પને નજરે જોઇ ]

**હલામણ**—હર હર શંભો! અરે ઓ દુષ્ટ સર્પ તેં મને અચાનક ડંસ કર્યો. મારી પ્રીયાનો સદા વીયોગી બનાવ્યો. અરે ઓ વહાલી સોન! સોન! હવે મારા છેલ્લા પ્રણામ છે! વહાલી પ્રેમનું પાણી પીવાનો તેમજ પાવાનો વખત ઇશ્વરે ના દીધો. અરેરે શુદ્ધ ક્ષત્રાણી સોન તારો વીયોગી પતી હવે સ્વર્ગની તઇયારી કરે છે. મારા હજારો દોષ માફ કરજે. વહાલી તારા મુખ દર્શનનો લાલચુ હવે તું દુખી ન થા. તારા દુખની હદ વળી ગઇ છે. તારા અને મારા સુખનો સુર્ય અસ્ત પામ્યો છે અરેરે! લાડીલી લલના એક વખત જો મને મળી હોત તો મારી સદ્દગતિ હતી પરંતુ હું અસદ્દગતિથી મરૂં છું. વહાલી! હવે તું કલ્પાંત ના કરજે. શ્રી હરી ઉપર શ્રદ્ધા રાખજે. સુખ દુખના દીવસો વ્યતીત કરજે દીલ ના દુભાવજે. હવે તો મારી પેઠે જ્યારે તારી જીંદગી આ ફાની દુનિયામાંથી થઇ રહે ત્યારે તું મને સ્વર્ગમાં મળજે. અરે ઓ ક્રુર સર્પ તને જરા પણ મારી દયા ન આવી. મારી દયા ન આવી તો ખેર પરંતુ નીરાધાર અબળાની પણ દયા ન આવી. તારે જો પ્રાણ લેવો હતો તો ભલે પણ

એક વખત મારી મનોહરણી મુગ્ધાનો મીલાપ તો થવા દેવો હતો. અરેરે મારી આશાનો અંબાર તેં બાળી ભસ્મ કરી દીધો. અરે! ઓ દયાળુ દેવ! તુને અનંત કોટી બ્રહ્માંડમાં બીજો કોઇ પ્રાણી લેવો ના ગમ્યો, ભલે મારોજ ખપ હતો તો મારી પ્રીયાને એક વખત અહીં મોકલાવવી હતી. હું તેના દરશન કરી મારા સદ્‌ભાગ્ય માનત પરંતુ તેં વખત રહેવા ન દીધો! સોન સોન! તું હવે આધાર વીનાની થઇ રહી છે. તારા સુખ દુખની વાતો શ્રવણ કરનાર તો ચાલ્યો જાય છે. તારો હીણભાગી પતી તારા દુખમાં કિંચીત્ ભાગ લઇ શક્યો નથી. તને વીપત્તીમાં ધીરજ આપી સહાયતા કરી નથી. તારા અધરામૃતનું અમૃતમય પાન કર્યું નથી. તારો કોમળ હસ્ત આ શરીરને અડકાવી કૃતાર્થ કર્યો નથી. ત્યાં આવો વખત આવી મળ્યો તો ખેર પ્રીયા! તું ધીરજ ધરજે. તારા પતીવ્રતનું રક્ષણ કરજે, તારા દુર્ભાગી પતીને કોઇ દીવસ યાદ કરી દુખી થઇશ નહી તેમ જ મને આશીર્વાદ આપજે કે મારી સદ્‌ગતિ થાય. વળી ઓ દીનાનાથ! મારી છેલ્લી એટલી અરજ છે કે મહારા પ્રાણથી વીશેષ વહાલી પ્રેમદાની રક્ષા કરજે ને મને જ્યાં જન્મ આપે ત્યાં તેજ પ્રીયાનો સંબંધ કરાવજે એજ માગું છું.

નહી બચું જરૂર હું હવે હરી હરી,
ડસ્યો આ દુષ્ટ સર્પ મુજને હરી હરી—ટેક.
પ્રીયા તણા વીયોગમાં હું જાઉં છું મરી—નહી૦
મુરાદ પ્યાર ના મળ્યો મને હરી
અપાર દુખમાં પડી છે પ્યારી માહરી
વીશેષ દુખથી થશે હવે હરી હરી—નહી૦
દુખી થયો હું દુષ્ટ પ્યારીને દુખી કરી
થઇ ભ્રષ્ટ સ્વર્ગ મુત્યુથી મરૂ હરી.—નહી૦

### સોરઠો.

વળજે સોન સુજાણ, હું સુતો છેલ્લે સાથરે;
પામી નહિં તું પ્રાણ, અધ ઘડીએ આરામની.

સો......ન......સો......ન આટલા શબ્દો બોલતાં પ્રાણ ચાલ્યો જાય છે (પડદો ઉપડે છે)

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—રણસંગ્રામ.

### પાત્ર—શીયાજી, પ્રધાન, સેનાપતી, લશ્કર વીગેરે.

**શીયાજી**—પ્રધાનજી ! મને સમાચાર મળ્યા હતા કે તમો તો દુશ્મનથી ડરી ચાલ્યા ગયા છો.

**પ્રધાન**—અન્નદાતા! એ શું બોલો છો. આપનું લુણ ખાઇને આપ નહી હોવાથી સેનાપતીને લશ્કર તૈયાર કરવાનો હુકમ કરી તઇઆર હતાં તેટલાં માણસોને લઇને હું અહી આવ્યો.

(સેનાપતી આવે છે)

**સેનાપતી**—મહારાજા ! તમારૂં લશ્કર તઇઆર છે.

**સીયાજી**—શાબાસ સેનાપતી સાબાશ છે (એટલામાં દુસ્મનો હોકારા કરતા આવે છે)

**સીયાજી**—આવો પાપીઓ, સામે થાઓ તઇઆર, મારી સમશેરનો સ્વાદ તમોને ચખાડું (લડાઇ શરૂ થાય છે. શીયોજી મરાય છે. મરતાં મરતાં બોલે છે) સોન ! સોન ! તારા પતી થવાનો વખત ના મળ્યો પણ મારા કૃત્યના ફળ મને મળી ચુક્યા. અરે મેં વીષયાંધ થઇ તને સતીને દુઃખ દેવામાં બાકી રાખી નહી. હું રૌ રૌ નર્કનો અધીકારી થયો, સ્વર્ગનું સુખ પરહર્યું. હાય હાય હાય! ઇશ્વર! તું મારા તમામ દોષ માફ કરજે.

પ્રીય પુત્ર હલામણ! તારી શુદ્ધ ભક્તિ છતાં તને દેશપાર કરી દુ:ખ દીધું. હાય! હાય! (પ્રાણ ચાલ્યો જાય છે, લશ્કર પાછું ફરે છે).

---

# પ્રવેશ ૭ મો.

### સ્થળ—જંગલ.

### પાત્ર—હલામણ, સોન, દાસી વીગેરે.

---

સોન--અરેરે! ઓ વહાલા પતી! હું ઘણા દીવસ જંગલમાં ભટકી છેવટ અહીં સુધી આવી પરંતુ આપનો પત્તો મળ્યો નહી. આપ તો ખરે દીનદયાળુ છો. દીનદારને દુ:ખી કરવાવાળા છો. નિર્બળ નારીને નેહમાં ડુબાવી ચાલ્યા જતા જરા પણ અચકાયા નહી કે આ નાદાન દાસીની અરજ જરા પણ દીલમાં ન આવી? પતી! આપ વીના આ નીરાધાર અબળાને વિશ્રાંતિ કોણ છે. હવે તો દુ:ખથી છેક કંટાળી ગઇ છું, વહાલા વનીતાની વીનંતી ઉરમાં ધરી સત્વર મળો નહી તો હવે આ ફાની દુનીયા વીષ સમાન લાગે છે. હવે મારાથી આપના વીયોગનું દુ:ખ સહન થતું નથી. પતી! મારા પુન્યશાળી પતી! સતીની સત્યતા જોવા માટે કસોટી કરતા હશો. વહાલા હદ ભરાઇ ગઇ છે. કસોટી બહુ ન હોય. હેમ તે હેમ, કથીર તે કથીર જ નીકળે. આપતો જાણતા હશો કે સોન હજુ મહેલમાં મજા માણે છે પણ નાથ! મજા કોનાથી? આપ વીના મજા કરાવનાર કોણ. રંગમાં રમાડનાર રશીયો તો રીસાયો છે. કામાગ્નિને શાન્ત કરનાર કંથ ક્યાંઇ સંતાયો છે. સ્વામાને સુખ આપનાર

છબીલો છેતરી ચાલ્યો ગયો છે. માનુનીના મન માનીતા મોહન મશ્કરી કરવામાં મચી રહ્યા છે. દાસીને દર્શન દેનાર દીલદાર દુર જઈ બેઠા છે. વનીતાનો વાલો વીદેશમાં વ્યતીત દીવસો કરે. બસ કરો વહાલા બસ કરો. જો દુર રહેવા ધારતા હો તો મને ખબર આપો. અબળા ઉપર અભાવો થયો હોય તો અદ્રશ્ય ખુશીથી રહો. પ્રીય ઉપર પ્રીતિ ન હોય તો મળવાને વીલંબ કરો. દારાને દુઃખી જોઈ દુઃખી થતા હો તો દુરજ રહેજો. વનીતાની વીનંતી ધ્યાનમાં ન આવે તો ધન્ય છે. પતી બસ છે. પ્રીતીની શીમા ભરાઇ રહેશે. આનંદની અવધી આવી રહી ગણાશે. પ્રેમનો ચડેલો પહાડ પૃથ્વી પર પડી જશે. આશાના અંબાર આળસી જશે. આપની અણુગમતી પ્રીયા પ્રાણને ત્યાગ કરશે. શું આટલી દલીલ પણ ધ્યાનમાં નથી આવતી. આવો પ્રાણધાર આવો. વિશેષ ના સતાવો. શા માટે શ્યામાને સતાવો છો. કદાચ મારા પ્રત્યે અભાવ હોય તો મારા મોઢે આવીને કહો પછી હું આપના નામની માળા જપી દીવસ વ્યતીત કરીશ ને આપને આશીષ આપીશ પણ તમો મને મુંઢ મારથી શા માટે મારો છો. વહાલા વીચારો જે સ્ત્રી પતીથી દુર તેની શી ગતિ થાય છે. આપ તો ડાહ્યા છો. સમજુ છો છતાં દુર શા માટે રાખો છો. કાલી ઘેલી તો પણ આપની દાસી છું. અર્ધાંગના છું. ચર્ણની સેવા કરવાવાળી લોંડી છું. તો તેના તરફ લક્ષ આપો ને સત્વર મળો ( મુર્છા આવે છે )

( દાસી પવનથી જાગૃત કરે છે )

દાસી—આ ! શુરી ક્ષત્રાણીઓના અંતઃકરણ આવા નિર્બળ

હોતા હશે કે ! જો સંકટ સમયે ધીરજ ના ધરે તો વીપતીયોના પહાડમાં અથડાતા શી વાર ! માટે ધીરજ ધરો.

**સોન**—ધીરજ કેટલી ? ક્યાં સુધી ?

**દાસી**—બા જ્યાં સુધી ઈશ્વરે દુઃખ માંડયું હશે ત્યાં સુધી ભોગવવું પડશે.

**સોન**—ઠીક બહેન જલ્દી પાણી લાવ મારો કંઠ સુકાય છે.

**દાસી**—લ્યો બા સામેના બગીચામાંથી લાવું છું ( જાય છે. ) ( બગીચામાં આવી ) અરે અહી કોઇ માનવી જણાતું નથી પરંતુ આ કોઇ સુતુ છે ( પાસે જઈ તપાસે છે ).

અરેરે હાય હાય આતો હલામણ કુંવર પોતેજ છે. બસ હવે દુઃખની હદ વળી ગઇ. ચાલ મારી બા પાસે જઈ ખબર આપું ( જાય છે. )

**સોન**—( દાસીને રોતી આવતી જોઇ ) કેમ બેન રડે છે પાણી ના મળ્યું. ખેર ચિંતા કર નહી.

**દાસી**—બાઇ સાહેબ ! જુલમ થઈ ગયો.

**સોન**—શું જુલમ થયો. જલ્દી કહે.

**દાસી**--બાઇ કહેતા જીભ ઉપડતી નથી.

**સોન**--બેન મારી ધીરજ રહેતી નથી જલ્દી કહે.

**દાસી**—બા જેના માટે આપણે ભટકીએ છીએ તે તો આ બગીચામાં મર્ણ પામ્યા છે.

**સોન**--હર હર શંભુ ( મુર્છા ખાય છે. દાસી સાવધ કરે છે )

**દાસી**--આપણાં તકદીર ફુટી ગયાં તેમાં કોનો ઉપાય.

**સોન**—ચાલ દાસી ક્યાં છે મને બતાવ.

**દાસી**—ચાલો બા ! ( બન્ને જાય છે ).

**સોન**—ક્યાં છે મારા પ્રાણેશ!

**દાસી**—બા આ રહ્યા. (બતાવે છે.)

**સોન**—વહાલા પ્રાણ શું પ્રેમદાને પરહરી કે,

અહો અવીનાશી દાસી આપની દુઃખી,
પતીથી મેળવી ક્યારે કરશો સુખી
પામી છું અપાર કષ્ટ પુર્ણ આથડી,
આ દેખી નથી મેં આનંદની ઘડી,
જોયું નથી સંસારનું સુખ દ્રષ્ટિથી,
તમને તપાવ્યું છે વિયોગ કષ્ટથી
પાપિણી હું પ્રેમદા અનાથ એકલી
માત ધરો તાત વિભુ આપને વહી.

## સોરઠો

**હલામણ હિલોળ, આજ દુઃખના દરીયા છલ્યા,**
**આપણી પાંજરકી પોળ, વીશાવશી વેણુંના ધણી.**
**સકતે નાખેલ ચોટ, હલામણને અચંબો હુવો,**
**કેરો હલકો કોટ, જાવા કારણ જેઠવો.**

સાચી પ્રીતિવાળા સ્વામીનાથ! મેં તમોને દુઃખ દેવામાં બાકી રાખી નથી, સ્વદેશ ત્યાગ કરાવ્યો, જંગલમાં ભટકાવ્યા તે દુઃખો સહન કરાવનાર અભાગણી હું પોતેજ. બસ વહાલા મારા દુઃખની સીમા આવી રહી છે, દાસી જલ્દી કાષ્ટ લાવ મારા પ્રાણ પતીથી મને છેટું પડે છે, મારે તેના સાથેજ બળવું છે.

**દાસી**—હા, ત્યારે હું બચીશ ખરી કે?

( નાગકે બચ્ચે નાગ હુંસે પ્યાર નહિ રખતા—એ રાગ )
જીવીશ હું નહી જરૂર આપને તજી
નથી જરાય સ્વાર્થ હું આપને ભજી—ટેક.
જતા શરીર આપનું શું હું જીવી કરૂં
જીવે પવિત્ર પ્રીતીવાન જગતમાં હજી
બળી આપના બળ્યા પછી ચિંતામણી,
ગણી અસાર જગત શુદ્ધ સત્યને તજી.

સોન—બહેન ધન્ય છે તારી ભક્તિને પરંતુ અમારી ખબર તારા વીના બીજું કોણ રાખશે માટે બેન ધીરજ રાખજે ઇશ્વર પાસે મારી માગણી છે કે જ્યાં હું જન્મ લઉં છું ત્યાં તારા જેવાં સ્નેહી સાંપડો. લાવ જલ્દી કાષ્ટ લાવ.

દાસી—જેવી આજ્ઞા ( કાષ્ટ લાવે છે ) ચેહમાં હલામણને સુવરાવી સોન વિલાપ કરે છે.

સોન—

જુલમ આ શો જગપતિ કરીયો
રેલાવ્યો શું મુજ શીર દુઃખ દરીયો—ટેક
દયા કેમ નાવી કેમ તને મારી, નીરાધાર દુઃખી નારી;
પતિ તણી પેર શું વિસરી, જુલમ આ શો૦
મહાદુઃખ વેઠતી સુખ લેવા, પ્રિતમને પ્યારનું સુખ દેવા;
હવે મુજ હાલ હશે કેવા જુલમ આ શો૦
નથી મુજ બેલી હવે કોઇ, મરીશ મહા રાનમાં હું રોઈ;
પ્રીયા પાણુ નાથ દગે જોઇ. જુલમ આ શો૦

( લલિત છંદ )

અરર ! હાય ! ઓ પ્રાણના પતી ! દુખીણી તેં કરી મુજને અતી.

હૃદયનું સહું હેત હારીને, પરહરી પ્રભુ કેમ પ્યારીને.
મળી હજી કદી આપને નથી ! વિરોધ વાક્યને હું હજી વદી
વિણુ ગુન્હે ઉરે રીસ ધારીને, પરહરી પ્રભુ કેમ પ્યારીને.
અવગુણે ભરી છું હું સુંદરી, મુજ ક્ષમા કરો વાંક એ હરી.
અબળાને અમિ માર મારીને, પરહરી પ્રભુ કેમ પ્યારીને.
પ્રીતમને હણી સુખ ચાખીશું, ઉર વિષાદને દુર નાખીશું.
અરર એ સહુ આશ બાળીને, પરહરી પ્રભુ કેમ પ્યારીને.

## સોરઠો

હાલાની હદમાં મેં વહાલી વસ્તુ વીસારી.
હથડા કેરો હું હારી બેઠી હલામણો. ૧
હલામણને હથએ ખોડચ ખટકીયાં,
કરવા સ્વર્ગે સાથ બળવું બરડાના ધણી. ૨
અણુઘટતું કરી આમ જાવું નહોતું જેઠવા,
નારીનું ધરી નામ તજવી નહોતી તરૂણી. ૩
બબ્બે મીંઢોળ બંધીયા હલામણને જ હાથ,
વળી સોનલનો સાથ બળશે કેમ બરડાનો ધણી. ૪
ડુંગર ઉપર દા બળે ખન ખન ગરે અંગાર,
જાકી હેડી જલ ગઇ તાકા બુરા હવાલ. ૫
હાલાને હદમાંય આજ પીઠી ભર્યો પોઢાડીઓ,
મીંઢોળ છુટયાં મશાણ હું હારી બેઠી હલામણો. ૬
નીર ન બોલે કાષ્ટકું કેસી ઉનકી રીત,
આપનો સીંચ્યો જાનકે એહ એક બડુકી રીત. ૭
જીસ્કો બોલે બંધ, મર્મ નહી મનમાંય,
તાકા સંગ ન કીજીએ, છોડ ચલે બનમાંય. ૮

એકદમ અગ્ની મુકી અંદર પડવા જાય છે ત્યાં યોગી આવી અટકાવે છે. સોન તેને પગે લાગે છે.

**યોગી**—ક્યું બચ્ચા કાયકો અગનીમેં પડકે જી નીકાલતી હય ?

**સોન**—મહારાજ ! આ મારા પ્રાણપતી મર્ણને શરણ થવાથી મારે જીવીને શું સુખ માણવું છે.

**યોગી**—બેટી ! ક્યા હુવા તેરે પતીકો.

**સોન**—મહારાજ ! ખબર નથી પરંતુ ઝેરી જનાવરના ડંશના જેવું માલમ પડે છે.

**યોગી**—[ તપાસીને ] દેખ બચ્ચા ઉસકો તીન દીન તો હુવા અભી ઝેર નીકાલ દેતા હું. તુમ જરા પાની લાવ.

**સોન**—દાસી જલ્દી પાણી લાવ.

**દાસી**—આજ્ઞા બા લાવું છું [ જાય છે, પાણી લઇ આવે છે ].

**યોગી**—[ કાંઇ મંત્ર બોલી છાંટે છે. ] હલામણ ઉભો થાય છે.

**હલામણ**—સોન સોન ! ક્યાં ગઇ સોન ?

**સોન**—આ રહી પ્રાણેશ ! દાસી હાજર છે.

**હલામણ**—વહાલી ! તું અહિ ક્યાંથી.

**સોન**—પતી ! પાપીના હાથથી છુટી જંગલમાં રખડતી અહીં આવી. દાસીએ તમને જોયા. હું આવી કલ્પાંત કરી બળવા તૈયાર થઇ હતી ત્યાં મહારાજે આવી મને બચાવી આપને સજીવન કર્યા. આપણે આ મહારાજ કે જે પોતેજ સ્વયંભુ છે તેની સ્તુતિ કરીએ.

**હલામણ**—શાબાસ પ્રીયા ! તને સતકોટી શાબાશ છે, ચાલો.

**સોન**—ચાલો પ્રાણેશ.

[ નાથ કૈસે ગજકો બંધ છોડાયો ]

નમું ઉમયા હર આનંદકારી અભિવંદન લેજ્યો સ્વીકારી-ટેક

અમ તણી દીન વાણી દયાળુ લ્યો છો સદા ઉર ધારી
અધમ ઉધારણુ કારણુ જગના, ત્રીગુણાત્મા ત્રીપુરારી. નમું૦
ભક્ત વત્સલ ભવ ભયહર છો એક અને અવિકારીરે,
આદિ અનાદિ અમર આજ ઇશ્વર નૌતમ લીલા ધારી. નમું૦
વિશ્વપતી મુજ વારે ચડીને આ ઘડી લીધો ઉગારી,
દુઃખ સહુ દુર કરી સુખ આપ્યું અધમને લીધો ઉગારી. નમું૦

**યોગી**—બચ્ચા! તુમારા કલ્યાણ હુવે. અબ તુમેરે રાજમેં જાવ ઓર રાજ કરો. અબ મેં જાતા હું.

**હલામણુ**—જેવી આજ્ઞા, આપ પધારો (યોગી જાય છે). પ્રીયા! હવે ચાલો પુઇબાની રજા લઇ સ્વદેશ જઇએ. મારા પીતાશ્રી મરણ પામ્યા જેથી પ્રજા મારી રાહ જોતી હશે.

**સોન**—પધારો પ્રાણાધાર. (જાય છે પડદો પડે છે.)

## સર્વે પાત્રો સ્તુતિ કરે છે.

રાગ—ઇંગ્રેજી વાજામાં ગવાતી ઢબનો—**કલ્યાણ**

ભારત ભૂમિના માતને કરી પ્રણામ વારંવાર,
કરી પ્રણામ વરંવાર, હર્ષ ઉર ધારી અપાર—ટેક
નીતિનું વિચિત્ર સહુ સ્વદેશીઓને મિત્ર,
ધારવા ઉરે પવિત્ર ભજવ્યો ખેલજ ધારી પ્યાર— ભારત૦
ટાળવા કુસુંપ કલેશ સંપ સ્થાપવા હમેશ,
દેશ ઉન્નતિ વિશેષ પામવા ઉચ્ચાર
જોઈ ખેલ દેશી મિત્ર ચાહશો સ્વદેશ હીત
ઐકયતા ગ્રહો ખચીત છોડી વ્હેમ વિચાર— ભારત૦
આપ ઇનામીઓની પાસ અરજ કરીને પુરી આશ૦
દેશ સહુ વિનાશ સુસેન ગ્રહણ કરશો યાર.
ભુલચુકની તમામ માફી માગીએ આ ઠામ,
પ્રેમથી પ્રણામ લઇ સઉ રજા આ વાર— ભારત૦

**સમાપ્ત.**

# સચિત્ર ત્રિકાળ જ્ઞાન-દર્શક

## અથવા અદ્ભુત વિદ્યાઓનો મહાસાગર

## [ ગ્રંથ પહેલો ]

આ પુસ્તકમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. જેમાં ૪૨૦ પૃષ્ઠ, ૧૩૮ પરિચ્છેદો, ૯૬૯ બાબતોની માહિતી, ૧૦૯ ચિત્રો તથા આકૃતિઓ આપી છે. આવો સંપૂર્ણ વિગતોથી ભરેલો સચિત્ર ગ્રંથ હજી ગુજરાતીમાં બહાર પડયો નથી. આ વિદ્યાઓ સૌ સમજીને ઘેરબેઠા શીખી શકે તથા તેનો ઉપયોગ કરી શકે તેવી રીતે આપી છે. પાકું સોનેરી પુઠું મૂલ્ય રૂ. ૫, વી. પી. થી રૂ. ૫-૯-૦

(૧) **માનસવિદ્યા અથવા મેંટલ સાયન્સ**—પાંચે ઇંદ્રિઓની શક્તિ કેવી રીતે કેળવાય, તેથી કેવાં અદ્ભુત કામો કરી શકાય, અવધાનશક્તિ, સ્મરણશક્તિ, સંકલ્પશક્તિ ખીલવીને તેને ઉપયોગમાં લેવાની રીતો, (૨) **આકર્ષણશક્તિ અથવા પર્સનલ મેનગ્નેટિઝમ**—એક માણસ બીજા માણસનું આકર્ષણ-વશીકરણ કેવી રીતે કરી શકે, આકર્ષણશક્તિ ખીલવવા-વધારવા કેવા પ્રયોગો કરવા, આંખના આકર્ષણથી પોતાની ઇચ્છામુજબ બીજાને વર્તવાની ફરજ પાડવી, શરીરની વિજળીક શક્તિનો ભેદભરમ, એ બધું ચિત્રો સાથે સમજાવ્યું છે. (૩) **મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલૉજી**—માણસના મસ્તકમાં ભરેલી જૂદી જૂદી ૪૩ શક્તિઓ તેના માથાપર હાથ ફેરવીને ઓળખવાની કળા, માણસના લક્ષણની પરીક્ષા, વીદ્યાર્થીની શક્તિ કયા વિષયમાં કે ધંધામાં ખીલી શકશે તે જાણવાની યુક્તિ, એકંદરે મસ્તકશાસ્ત્રી બનાવા માટે આ વિદ્યા પુષ્કળ ચિત્રો સાથે

સમજાવી છે. (૪) **માનસદેશ વિદ્યા અથવા મેન્ટલ ટેલી-પથી**—દૂર રહેલા બે ચિત્રો વચ્ચે માનસિક સંદેશા કેમ ચલાવવા, બીજાના વિચારો પારખી કાઢવા અને વાંચવા (થોટરીડીંગ), મારણ મોહન, વશીકરણનો ભેદ, નેત્ર–વાણી–ઇચ્છા બળનો ઉપયોગ કરવાની રીતો, મેન્ટલ ફોટોગ્રાફી ઇત્યાદિ બાબતો ચિત્રો સાથે સમજાવી છે. (૫) **મોહીની વિદ્યા અથવા મેસ્મેરીઝમ**–મેસ્મેરીઝમ શીખાને પાત્રને કેવી રીતે ઉંઘાડવો, તેની પાસેથી પોતાની ઇચ્છા મુજબ કામ લેવું, પશુ–પક્ષીઓ પર તરેહ તરેહના પ્રયોગો કરવા, નજરબંધીની રીત, કપાલમોહન કરવું, પાણી અને કપડું મંતરવાની રીત, મેસ્મેરીઝમથી દર્દો મટાડવાની રીતો, વિનોદના ચમત્કારિક પ્રયોગો, હીપ્નોટીઝમ શીખવું, ઇત્યાદિ અનેક ચિત્રો સાથે આપ્યું છે. (૬) **પ્રેતાવાહન વિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ**—ભૂતપ્રેત એટલે શું, તે સાચાં છે કે જુઠાં તેની સ્થિતી અને પૃથ્વી સાથેનો સંબંધ, ભૂતોનું આવાહન કરવાની રીતો, ભૂતો અને મંત્રોનો સંબંધ, ભૂતોના ફોટોગ્રાફ એ બાબતો સંક્ષેપમાં આપી છે. આ વિદ્યા સંપૂર્ણ શીખવા માટે "સચિત્ર પ્રેતાત્મવિદ્યા" ગ્રંથ વાંચો. (૭) **ત્રિકાળ-દર્શન વિદ્યા**—ત્રિકાળદર્શી વીંટી–આયના બનાવવાની રીત કાજળી પ્લેંચેટ, હજરત, ઇત્યાદિ શીખવવાનો સચિત્ર હુન્નર. (૮) **મંત્રવિદ્યા**–મંત્ર સાચો પડે કે નહિ, તે માટે શું કરવું, મંત્ર કેવી રીતે સિદ્ધ કરવો, દેવતાનો સંબંધ જોવો, જુદાં જુદાં દેવ–દેવીઓના બીજ મંત્રો, સિદ્ધિ સંપત્તિ પ્રાપ્ત કરવાના, દર્દો મટાડવાના, મનઃકામના પુરી કરવાના સંખ્યાબંધ શુદ્ધ મંત્રોનો મહાસાગર. (૯) **યંત્ર-વિદ્યા**—યંત્રોની શક્તિ, સિદ્ધ કરવાનો વિધિ, રોગો મટાડવા, આવતી ચિંતા–વ્યાધિ અટકાવવા, ઇચ્છાઓ પૂરી કરવી, મોહન વશી-કરણ વગેરેના અનેક યંત્રો. (૧૦) **તંત્રવિદ્યા**—મોહન વશીકરણ,

સ્તંભન, અંજન ઇત્યાદિના ઇંદ્રજાલિક–ચમત્કારિક તથા વૈદકવિદ્યામાં પણ ન હોય એવા અદ્‌ભુત જટલી ઔષધપ્રયોગો, તેના ઉપયોગ માટેના વિધિ સાથે. (૧૧) સ્વપ્નવિદ્યા—ભૂમિ, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, પશુ–પંખી, ધાતુ ધાન્ય, ઇત્યાદિ અનેક વસ્તુઓનાં સ્વપ્નોનાં ફળ વિગતવાર સમજાવ્યાં છે. અનિષ્ટ સ્વપ્ન હોય તો નિવારણુ કરવાની રીત પણ આપી છે. (૧૨) શકુનવિદ્યા–અંગ ફરકવા, કાગડાના શબ્દ વિષે ગરોળી અને કાચીંડાના ચડવા–પડવા વિષે, જૈન શકુનવિદ્યા, છીંક સારાં–માઠાં શુકનની માહિતી, અનિષ્ટ શકુનનું નિવારણુ. (૧૩) હસ્તાક્ષર પરીક્ષણુવિદ્યા–માણસના હસ્તાક્ષરપરથી તેની ખાસીયત જાણુવાની આ વિદ્યા અદ્‌ભુત છે. અક્ષરના ગુણો વિગતથી સમજાવ્યા છે. ગાંધીજી, કલાપી, સ્વામીહંસ, મહારાણી વિકટોરીયા, શેકસપીયર, આનંદશંકર ધ્રુવ, ટોલ્સટોય, નાનાલાલ કવિ, જમશેદજી જીજીભાઇ વગેરેની સહીઓની આકૃતિઓ આપી તેમની ખાસીયતો ખુલ્લી કરી છે (૧૪) કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા–સ્ત્રી–પુરૂષો અને તેમનાં ગુહ્યાંગો વિષે માહિતી, આસનોની ઓળખાણ તથા ઉપયોગ શક્તિ વધારવાના અને બીજા ગુપ્ત પ્રયોગો, અનિષ્ટ રોગોના ઉપચારો. સ્ત્રી–પુરૂષનાં લક્ષણોની પરીક્ષા, સ્ત્રી–પુરૂષની કુટેવો, ગર્ભાધાન, ગર્ભ પરીક્ષા, વંધ્યા સ્ત્રી માટેના ઉપચારો, મરજી પ્રમાણેનાં બાળકોની પ્રાપ્તિ ઈત્યાદિ બાબતો સમજાવી ઘેર બેઠાં કરી શકાય તેવા પ્રયોગો આપ્યા છે. મળવાનું ઠેકાણું:—

## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે–બુકસેલર

રાયખડ દરવાજા–અમદાવાદ.

# સચિત્ર ત્રિકાળ જ્ઞાન-દર્શક

## અથવા અદ્ભુત વિદ્યાઓનો મહાસાગર

## [ ગ્રંથ બીજો ]

**આમાં નીચેની ૧૪ વિદ્યા આપી છે. ૪૨૪ પૃષ્ટ, ૧૧૩ પરિચ્છેદો, ૧૦૮૬ બાબતોની માહિતી અને ૧૯૪ ચિત્રો તથા આકૃતિઓ આપી છે. સોનેરી પુંઠું. મૂલ્ય રૂ. ૫, વી.પી. થી રૂ. ૫-૯-૦**

(૧) **સ્વરોદય વિદ્યા**—પાંચ તત્ત્વો અને સ્વરનો સંબંધ, સ્વરો ઓળખવાની અને તેની શક્તિ સમજવાની રીતો, પ્રાણવાહક નાડીઓની માહિતી, રોગ મટાડવાના નિયમો, પ્રશ્નનો જવાબ મેળવવાની પ્રતિકૂળ સ્વરને અનુકુળ કરવાની રીતો, વસીકરણનો, ગર્ભનો, વર્ષફળનો, આયુષ્યનો વિચાર, છાયાપુરૂષ દર્શન ઇત્યાદિ (૨) **યોગવિદ્યા**-યોગના પ્રકારો, યોગ શીખવાની રીતો, આસનો, પ્રાણાયામ કરતાં શીખવા વિષે, ધોતી-બસ્તી-નેતી-નોળી-ત્રાટક કરતાં શીખવાની રીતો, મુદ્રાઓ શીખવાની રીતો, ધ્યાન અને સમાધિ શીખવાની રીતો, એ બધું વિસ્તારથી અને સંખ્યાબંધ ચિત્રો આપીને એટલું સ્પષ્ટ સમજાવેલું છે કે તેની મદદથી સહેલાઇથી યોગ શીખી શકાય. (૩) **સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય પરીક્ષણ**-ફક્ત માણસની જન્મ તારીખ ઉપરથીજ તેના ગુણ, સ્વભાવ, શક્તિ, મિત્ર, આરોગ્ય, અને ભવિષ્ય જાણવાનું તમને આ ભાગમાં મળી આવશે. (૪) **રમળવિદ્યા**—રમળના પાસા બનાવવાની, પાસા નાંખવાની રીતો, શકુનનો પ્રસ્તાર

કરી તેને આધારે હરકોઇ પ્રકારના પ્રશ્નોના જવાબો સહેલી રીતે મળી શકે છે, રમળ વિદ્યાની બીજી ગુંચવણો આમાંથી કાઢી નાંખીને તે વિદ્યાને સરળ બનાવી છે, એટલે પોતાની મેળે જ તે શીખી શકાશે. (૫) ત્રિકાળદૃષ્ટિવિકાસ અથવા ક્લેઅર વૅયિન્સ—મનુષ્યની ત્રિકાળ દર્શનની શક્તિ કેળવવાની દેશી અને વિલાયતી અનેક રીતો –ચિત્રો સાથે. વિલાયતી ત્રિકાળદર્શી આયનો, ક્રીસ્ટલ ગેઝીંગ, જળમાં ત્રિકાળદશા, દેશી પદાર્થોના સેવનથી ત્રિકાળદર્શન, ધ્યાન સિદ્ધ કરવાની માહિતી, ત્રિકાળદર્શનનાં દૃષ્ટાન્તો વગેરે. (૬) સંવત્સર પરિજ્ઞાન —૬૦ પ્રકારના સંવત્સર, તેનાં જૂદાં જુદાં ફળો, સોંઘવારી, મોંઘવારી દુકાળ જાણવાની રીતો ગ્રહણનું, અમાસનું, અધિકમાસનું, સંક્રાન્તનું શુભાશુભ ફળ, હોળીપરથી વર્ષફળ, ગુરૂ–શુક્ર–શનિ–અને બીજાગ્રહોની ગતિ ઉપરથી આખા વરસનું ફળ જાણવાના રીતો, મેઘગર્ભનો વિચાર રાજા–મંત્રી–રસકસના સ્વામીનું ફળ, જૂદી જૂદી ચીજોની તેજી મંદી વિષે, વર્ષફળ તૈયાર કરવાની સહેલી રીત વગેરે (૭) મુહૂર્ત પરિજ્ઞાન —ગર્ભાધાન સીમંત, નામકર્મ, અન્નપ્રાશન, મુંડન, નિશાળે બેસાડવાનું ઇત્યાદિ જાતકર્મ સંસ્કારનાં અનેક મુહૂર્તો; ઘર બંધાવવા, થાંભલો રોપવો, મોભ ઘાલવો, બારસાખ ઘાલવી, વાસ્તુ કરવું, દુકાન માંડવી વગેરેનાં મુહૂર્તો; યાત્રા કે પ્રવાસે જવા માટેનાં અનેક પ્રકારનાં મુહૂર્તો ખેડુતોને માટેનાં મુહૂર્તો જેવાં કે હળ ચલાવવું, બીજ ઓરવાં, ઝાડ રોપવાં, નવું ગાડું ચલવવું, વગેરે, સ્વરશકુન છાયાશકુન, પિંગળાશકુન અંગ ફરકવું, છીંકનાં શુકન, આંખ ફરકવી વગેરે સ્વપ્નસાર શુભાશુભ સ્વપ્નો, દેવ પ્રતિષ્ઠાનું મુહૂર્ત, રાજ્યાભિષેકનું મુહૂર્ત, મંત્રસાધનનું મુહૂર્ત, ચાહના પ્યાલા ઉપરથી જોવાનું શુભાશુભ ફળ, ધ્રુવાંક ઉપરથી પ્રશ્નફળ, ગૌતમ પ્રશ્નાવલિ, ઇત્યાદિ. (૮) જાદુવિદ્યા—જાદુગરે શીખવાની ચતુરાઇ, ગંજીફાના સંખ્યાબંધ ખેલો, હાથચાલાકી કરતાં શીખવાની

સચિત્ર સમજુતી, કરામતવાળા ગંજીફા, રસાયનીક જાદુના સહેલા અનેક ખેલો, યાંત્રિક સાધનો વડે કરવાના ખેલો અને એ યંત્રો બનાવવાની સમજૂતી, રૂપીયાને બોલાવવો, એક ટેકરાપર માણસને સુવાડવો, બંદુકની ગોળી ઝીલવી, બાંધેલા હાથ છોડી નાંખવા, બાટલી ને ગ્યાસ અદલ બદલ કરવા, જાપાનીઝ જાદુઇ પેટી, આશરે જુદા જુદા ૭૦ ખેલો. ( ૯ ) **મંત્રવિજ્ઞાન વિદ્યા**–મંત્રના પ્રયોગો માટે કામવાર અંગુલિનો નિર્ણય, યક્ષિણીઓને શોધવાના મંત્રો, રાજા–સ્ત્રી–પતિ–ભૂત–ઇત્યાદિને વશ કરવાના મંત્રો, શત્રુ–શસ્ત્ર–અગ્નિ જળ–આસન–મેઘ–ચોર–દૃષ્ટિ વગેરેનું સ્થંભન કરવાના મંત્રો, મોહન ઉચ્ચાટનના મંત્રો, શાન્તિકરણના મંત્રો, મુસલમાની મંત્રો, દાટેલું ધન દેખવાનો, ચોર પકડવાનો, ભૂત ઉતારવાનો, ધનવૃદ્ધિનો કાર્યસિદ્ધિનો, વેપારમાં લાભ મેળવવાનો, વિદ્યાવૃદ્ધીનો, દર્દો મટાડવાના મંત્રો, અદૃશ્ય થવાનું અંજન, સર્પ નસાડવાનો, વીંછી ઉતરવાનો, વિષનિવારણનો મંત્ર વગેરે આશરે દોઢસો મંત્રોના પ્રયોગો. ( ૧૦ ) **મંત્રસાધનવિદ્યા**–જૂદી જૂદી જાતના સિદ્ધવીદ્યા મંત્રો તે સિદ્ધ કરવાની વશીકરણ, મોહન સ્તંભન ઇત્યાદિના મંત્રો, વંધ્યા ગર્ભ ધારે, તાવ દુર થાય, રાજસભામાં માન મળે, ભૂતનો ભાય દુર થાય, જુગારનો દાવ જીતાય, ઘરમાં સાપ આવે નહિ, વિષયમાં મસ્તી, કંઠમાળ જાય, અનેક જાતના તાવ મટે, તે માટેના મંત્રો, શીતળાનો–કાકાનો–હનુમાનજીનો મંત્ર, એકંદરે પુષ્કળ મંત્રો આપ્યાં છે. (૧૧) **મંત્રપ્રયોગ સંગ્રહ**–વશીકરણ, મોહન સ્થંભન, પ્રાહ્મણ, ઉચ્ચાટન આકર્ષણ ઇત્યાદિના તાંત્રિક પ્રયોગો; ઇંદ્રજાલિક ચમત્કારિક પ્રયોગો જેવા કે જળમાં તારા દર્શન, મરેલો દેડકો બોલે, જમતાં છતાં પેટ ન ભરાય, બગડેલું ઘી સુધારવું, જુદી જુદી જાતના ગુપ્ત અક્ષરો, જાદુઇ સાબુ, પાંચ પ્રકારના રંગ બદલવા, એક ડાળીપર અનેક જાતનાં ફુલો, વૃક્ષ ઉપર દીપમાળા પ્રગટવી, વૈદ્યકના પ્રયોગો જેવા કે દમનો, કાનના

દરદનો ગર્ભ રહેવાનો, પરમીયાનો, નસા દુર કરવાનો, ઇન્દ્રલુપ્ત રોગ માટે, વાળ વધે, તેના ઉપાયો, મદનમોદક, યોનિસંકોચના ઉપાયો, સ્તનવૃદ્ધિના ઉપાયો, દાંતના રોગના ઉપાયો, જૂદા જૂદા જંતુઓના વિષનું નિવારણ, અફીણના વિષનું નિવારણ, આધાશીશી-હેડકી-ખાંસ વગેરેના અનેક ઉપાયોનો સંગ્રહ. (૧૨) **હસ્તસામુદ્રિક વિદ્યા**—હાથના પોંચાની અને હાથમાંની રેખાઓ, ચિન્હો, વગેરેની ઓળખ તે ઉપરથી માણુસનાં લક્ષણો, સ્વભાવ, ભવિષ્ય, રોગ, વગેરે વર્તવાની વિદ્યા. આ વિદ્યાને જોઇતાં ચિત્રો મળે એટલી સહેલી અને સ્પષ્ટ બનાવી છે કે થોડા વખતમાં એ વિદ્યામાં પારંગત થઈ શકાશે. (૧૩) **મુખસામુદ્રિક વિદ્યા**—નાક, મોઢું, ઓઠ, આંખ, પોપચાં ભ્રમર, દાઢી, હડપચી, ગાલ, કાન અને કપાળ માત્ર માણુસના મ્હોં ઉપર નજર કરીને જ ઓળખી લેવાની અને તેનો સ્વભાવ શક્તિ ખાસીયત ઇત્યાદિ જાણી લેવાની સ્હેલી રીતો જુદાં જુદાં અવયવોની ૬૦ આકૃતિઓ સાથે સંપૂર્ણ સમજાવી છે. (૧૪) **દાંપત્ય વિજ્ઞાન-વિદ્યા**—કામબીજ વિષેનું અજ્ઞાન, સંસાર સુખપર થતો આઘાત અને તેનાં કારણો, પ્રેમકળા અને પ્રેમચેષ્ટા, સ્ત્રીની કામવાસનાનો નિયમ તેની ભરતી તથા ઓટ બતાવનારો નકશો, સ્ત્રી પુરૂષનાં ગુહ્યાંગોની રચના, સમાગમનું પ્રમાણ, અનુકૂળ અને પ્રતિકૂળ સમાગમની સમજ, સમાગમ માટે સ્ત્રીની તૈયારી, સુખાસન કયું ? સમાગમના શારીરિક લાભ, અપૂર્ણ સમાગમનાં માઠા પરિણામ, સગર્ભાવસ્થામાં સમાગમ, ગર્ભવતીને થતી ઉલટી, વંધ્યત્વના ઉપાયો, સંતતિ નિયમ ઇત્યાદિ.

# ચોપડીઓ વેચનાર બુકસેલરો માટેજ

વેપારી બરના દરેક જાતના પુસ્તકો અમારે ત્યાં હમેશાં ઘણ મોટા જથામાં તૈયાર હોય છે.

નવી નવી એટલી બધી જાતો છે કે તે સર્વ કોઇ ઠેકાણે જો પણ મળે તેમ નથી

ઘણાખરા પુસ્તકો રંગીન ચિત્રોવાળા અને સુંદર ડીઝાઇ· ભપકાબંધ પુંઠા સાથે તૈયાર છે.

ગમે ત્યાંથી તમે પુસ્તકો ખરીદ કરો તે વખતે અમારા છપાં પુસ્તકો જરૂર નમુના સારૂ જોવા માગજો અમારા છપાવેલા પુસ્તં નમુના જોયા પછી તમને બીજાના છપાવેલા પુસ્તકો ગમશેજ અમારા છપાવેલા પુસ્તકો બીજા છપાવનારાઓ તરફથી ગ્રહાક બુક.. રોને વેચવા પરવડતા નહી હોવાથી તેઓ અમારા છપાવેલા પુસ્તકે ગ્રહાક બુકસેલરોને બતાવતા નથી અને જણાવે છે કે સદર પુસ્તકો મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેના છપાવેલાજ નથી.

અમોયે દરેકે દરેક વેપારીબરનું પુસ્તક છપાવી તૈયાર કરાવેલું છે.

અમારા છપાવેલા પુસ્તકોના નમુના બીજે ઠેકાણે જોવા ન મળે તો અમારે ત્યાં એવા નમુના જોવા સારૂ તૈયાર બાંધી રાખેલા છે તે જોવા પછી ગમે તે વેપારી પાસેથી તમારી સગવડે તે પુસ્તકો મંગાવો

હરીફાઈ કરનારા વેપારીઓ સારૂજ અમોએ આટલા સસ્તા ભ[illegible] રાખ્યા છે. ઉપરનો માલ સુંદર અને ભપકાબંધ તૈયાર કરવામાં આવ્યો [illegible]

અમો ઘણા મોટા જથામાં પુસ્તકો છપાવતા હોવાથી સ[illegible] તા વેચવા પરવડે છે.

કે[illegible] અમારા પોતાનાજ છપાવેલા ઘણી જાતના પુસ્તકો હોવ· [illegible] વખત ઘણી થોડી જાતના પુસ્તકો છપાતા હોય કે બંધાતા [illegible] મ [illegible]વાહ્યા કરે છે. તેથી ગ્રાહકોએ અસંતોષ માનવો નહી. [illegible]તકો જલદી તૈયાર કરાવવા તરફ અમારાથી બનતું કરવામાં આવે [illegible]ણા મોટા પ્રમાણમાં પુસ્તકો વેચાતા હોવાથી આવી સ્થીતી બે જાતના માટે થાય તે તરફ વેપારીઓ દરગુજર કરશે.

**વેપારી બરના જથાબંધ પુસ્તકો મળવાનું ઠેકાણું.**

**મહાદેવ રામચં[illegible] જાગુષ્ટે, ત્રણ દરવાજા-અમદાવાદ**